गुजरात वर्नाक्युलर सोसाईटी ग्रंथमाळा.

# संपलक्ष्मीसंवाद.

રચનાર,
કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.,

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી,
હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ.,
આસિ. સેક્રેટરી—અમદાવાદ.

આવૃત્તિ સોળમી–નકલ ૪૦૦૦.

સંવત ૧૯૭૭—ઈ. સ. ૧૯૨૧.

અમદાવાદ.
ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદભાઈ
ત્રીકમદાસે છાપ્યો.

કીંમત દોઢ આનો.

गुजरात वर्नाक्युलर सोसाइटी प्रबंधमाळा.

# संपलक्ष्मीसंवाद.


રચનાર,

કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ,



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી,

હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી—અમદાવાદ.

આવૃત્તિ સોળમી-નકલ ૪૦૦૦.

સંવત ૧૯૭૭—ઈ. સ. ૧૯૨૧.

અમદાવાદ.

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદભાઈ

ત્રીકમદાસે છાપ્યો.

કીંમત દોઢ આનો.

# संपलक्ष्मीसंवाद.

## દોહરા.

પ્રગટ જગત જેણે કર્યું, ધરૂં તેહનું ધ્યાન;
સંપલક્ષ્મીસંવાદની, કથા સુણો સઉ કાન. ૧
આ અવસર આ દેશમાં, સંપ ન દીસે લેશ;
ઘરમાં કુળમાં નાતમાં, કરે કુસંપ કલેશ. ૨
બને ન ધણી ધણિયાણીને, બીજાતણી શી વાત;
દુઃખમાં તેથી દુખિયાં, દેશી જન દિન રાત. ૩
સૌ જન મન ધનને ચહે, ન ચહે સંપ જરૂર;
કોઈ ન ડરે કુસંપથી, એ અજ્ઞાનજ ઉર. ૪
તે કારણ કહું કલ્પિને, સંપલક્ષ્મી સંવાદ;
સુણીને સજ્જન સમજશે, વળી તજશે વિખવાદ. ૫
શ્હેર સરસ મનસાપુરી, જીવરાજ નૃપ જ્યાંહ;
નિર્ધનશા નામે એક, વસે વણિક તે માંહ; ૬
કુલેશી તેની કામની, ઇચ્છે ભૂષણ અંગ;
કડવાં કથન કહી કહી, સદા લડે પતિ સંગ. ૭
“ પીટ્યા ! તુજને પરણિને, શું પામી હું સુખ ?
ખાવા પૂરણપેટ નહિ, ભોગવું અરધી ભૂખ. ૮
હાથે ચૂડો હેમનો, હઇડે મુક્તાહાર;
તે સ્વપ્ને નહિ સાંપડ્યા, એળે ગયો અવતાર. ૯

રળીરળીને નર બીજા, ઘણા ઘડાવે ઘાટ;
હું રાખું તુજ જીવતાં, અજાતણા ઊચાટ." :૧૦

## ચોપાઇ.

કહ્યાં કથન કામનિએ મુખ, શેઠ સુણી દિલ લાગ્યું દુઃખ;
વસ્તિ તજી વિચર્યો તે વાર, માંડયું તપ જઈ વનમોઝાર. ૧૧
કીધું જતન શિવ મળવા કાજ, રીઝયા રૂડા શ્રીમ્હારાજ;
કહે મહેશ "વણિક વર માગ, ભલાંજ પ્રગટયાં તારાં ભાગ્ય !" ૧૨
શાહ કહે "શિવ થયા પ્રસન્ન, ધારૂં એટલું આપો ધન;
સઘળું જે થકિ પામું સુખ, દેખું નહિ કો દિન હું દુઃખ." ૧૩
એ સુણી શંભુ વિચારે ઉર, "જણાય આ અજ્ઞાનિ જરૂર;
માગે મુખથી ધન મુજ પાસ, સમજે છે ધનમાં સુખવાસ. ૧૪
સંપ વિના ધન શું સુખ કરે, ધીરજ ધારિ વિચાર ન ધરે;"
વળી શિવજી ઉચર્યા શુભ વેણ, દાસતણા દિલમાં સુખદેણ. ૧૫
"જા તું વણિક નગર કર વાસ, પરિપૂરણ હું પૂરીશ આશ;
વળી સાંભળ શુભ બીજી વાત, પ્રગટે જ્યારે કાલ પ્રભાત. ૧૬
પહેલાં તું દેખીશ એક નાર, પછી પુરુષ પેખિશ તે વાર;
તે પાસે માગીશ તું જેહ, તરત તને સાંપડશે તેહ." ૧૭
' કહી શિવજી થયા અદર્શ, હઇડે વણિક ન પામ્યો હર્ષ;
ી મેં શંકરની આશ, તેણે બતાવ્યું બીજા પાસ. ૧૮
` લોભી સહી, કોડી ઘરની કાઢે નહિ;
સાર, આપે ફ઼ ધંધે ઉધાર." ૧૯

એમ ઉચરતો જન તે જાય, થિરતા તો મનમાં નવ થાય;
" દ્રવ્ય વિના દુઃખ દેશે નાર," એમ વિચારી વસ્યો પુર બહાર. ૨૦

## દોહરા.

સ્ત્રી બાળક પક્ષી પશુ, તેમજ પુરૂષ અધીર;
તરૂફળ કાચું તોડતાં, ધરે ન ઘડિયે ધીર. ૨૧

જે જન ફળ પાકે જમે, સ્વાદ સરસ લે સોય;
બહુ તરૂ ઉપજે બીજથી, હાણ અપકવે હોય. ૨૨

વડો અધીરો વાણિયો, બેઠો નગરની બહાર;
જામની કાઢી જાગતાં, વિધવિધ કરી વિચાર. ૨૩

આદિત્ય ઊગ્યે ઊઠિયો, પછી જઈ ગંગાતીર;
કર પદ મુખ શુદ્ધિ કરી, નાહ્યો નિર્મળ નીર. ૨૪
વસ્ત્ર ધરી વિચારિયું, " વળી તપ કરૂં વિશાળ;"
તેજ વખતમાં ત્યાં કને, સ્ત્રી દીઠી તત્કાળ. ૨૫

## ચરચરી છંદ.

ધરતી પર ધમધમાક, ઝાંઝર ધ્વનિ ઝમઝમાક,
ઠણણણણણ ઠમઠમાક, ઘેરે ઘણી ઘુઘરી;
ઝળળળ મુખ કાંતિ ઝળક, ખળળળ ભુજચૂડ ખળક,
ભળળળ શશિભાલ ભળક, નથની નાકે ધરી;
થનગન તન ચાલ ચપળ, બણિકણિ શણુગાર સકળ
ધણણણણણ ઘેર અકળ, કીધો ચાલે કરી,
તાતા થૈ કરતિ ગાન, નાચતિ નટવી સમ
તગડતા તિગડતાક તાન, સજતી તે ર

## દોહરા.

ભોળી આંખો મદભરી, ભૂલી તનનું ભાન;
શરમ ધરણુ સંક્ષેપ છે, અતિ ઝાઝું અભિમાન. ૨૭

દુનિયાને નહિ દેખતી, ઠરે ન પગ થિર ઠામ;
" વૈદ ! વૈદ !" મુખ બોલતી, ભાળી સુંદર ભામ. ૨૮

પાછળ પટ સંકોરતી, આગળ ઢાંકે અંગ;
પગ ઉઘાડા પાછલા, ધારી ન જૂએ ઢંગ. ૨૯

પૂછ્યું વણિકે પ્રીતથી, તે નારીને ત્યાંહિ;
"કોણ તમે છો, ક્યાં થકી, આજ પધાર્યાં આંહિ?" ૩૦

સુણી બોલી તે સુંદરી, " હું લક્ષ્મી જગમાત;
આવી તુજ કારણ અહીં, શિવ પ્રેરી સાક્ષાત. ૩૧

## ચોપાઈ.

આવીશ તુજ ઘરભણી હું આજ, સારિશ ધનનાં સઘળાં કાજ;"
સુણી હરખ્યો શાંનિર્ધન નામ, ત્યાં પુરૂષ દીઠો તે ઠામ. ૩૨

નેણ શિતળ સ્નેહે ભરપૂર, દેખી આનંદ ઉપજે ઉર;
મુખમાં વાણી મધુરી ઘણી, તોડે અડચણ રસ્તા તણી. ૩૩

## સવૈયા.

પોપટ કોકિલ મોરનિ વાણિ, કહે સઘળા કવિરાજ વખાણી,
કામનિકંઠ વખાણ કરે કંઈ, બાળક બોલિ સુતોતળિ જાણી;
મોરલિનાદ ધિમો ઘનગાજ, કહે કંઈ મીઠિ કવિનિ કહાણી,
એ સહુ વાદ વૃથા જગમધ્ય, મિઠી સઘળાથકિ સંપની વાણી. ૩૪

## દોહરો.

મોરલીનાદે નાગ જ્યમ, ડોલે દ્વેષ વિસારી;
સંપની વાણી સાંભળી, સૌ રીઝે સંસારી. ૩૫

## સવૈયો.

કુત્સિત કાગ કપોતની વાણિ, કહે સઘળા કવિઓ અવખાણી,
શ્વાન, મહીપ, મની, અજ શબ્દ, કહે વળી ભ્રષ્ટ કવિ મુખ કહાણી;
ગર્ધવ, ગીધ, ઉલૂક ગિરા, જગતમાં અપશુકન કરીં જન જાણી,
એ સહુ વાદ વૃથા દલપત્ત, કહે બડિ ક્રૂર કુસંપનિ વાણી. ૩૬

## ચોપાઈ.

નર રૂડો નિરખી નિર્ધાર, એ પ્રતિ વણિકે કર્યો ઉચ્ચાર;
"શાથિ પધાર્યા ? શું તમ નામ ? કહો આંહી આવ્યા શે કામ ?" ૩૭
"હું છું સંપ શંભુનો દાસ, શિવજીએ પ્રેર્યો તુજ પાસ;
હું ને લક્ષ્મી બેમાં જેહ, સમજે તત્તવ તું લે તેહ." ૩૮
શાહ કહે "તુજમાં શો માલ ? લક્ષ્મી લઇને થાઉં નિહાલ;
બોલ અધિક તારૂં બળ હોય, વળી વિચારી સમજું સોય." ૩૯

## દોહરા.

સંપ કહે છે "શેઠ તું, વિચાર મારી વાત;
સંપતણો મહિમા સદા, વિશ્વ વિષે વિખ્યાત. ૪૦
સૃષ્ટિ સમે સૌ માનવી, વસતા વન મોઝાર;
બિહિતાં એક બીજા થકી, નો'તો સંપ લગાર. ૪૧

પહેરણુ છાલો પાંદડાં, ખાવા વનફળ ફૂલ;
વનમાં વશીને વેઠતાં, દેહે દુઃખ અતુલ્ય. ૪૨

પછી આપી પરમેશ્વરે, સંપતણી મતિ સાર;
એક બિજાની સહાયથી, બન્યાં ભલાં ઘરબાર. ૪૩

જેમ સુસંપ વધ્યો ઘણો, અડચણુ ભાગી એમ;
બાંધ્યા બંદોબસ્ત બહુ, જન દુઃખી થાય ન જેમ. ૪૪

અબળ સબળ સૌ સુખિ થયાં, દુઃખ થયાં સૌ દૂર:
તે કારણુ સૌ સંપનું, જાણો તમે જરૂર. ૪૫

સંપ થકી સુખ ઉપજે, સંપથી જાએ કલેશ;
જે નરને ઘેર સંપ નહિ, લેશે સુખ નહિ લેશ. ૪૬

તે માટે તુજને કહું, અંતર રાખી ઉમંગ;
લાલચ મેલી લક્ષ્મીની, સંપતણો કર સંગ." ૪૭

સાંભળી ભાષણુ સંપનું, ચડી રમાને રીશ;
બોલી ઉઠી બેબાકળી, કોપ્યો જાણે ફણીશ. ૪૮

"સાંભળ મુરખા સંપ તું, આણે કયમ અભિમાન?
નિર્ધનિયો નર લોકમાં, કયાં પામ્યો સન્માન? ૪૯

ધનથી મનગમતું મળે, સુખ સૌ ધનને સાથ;
સર્વ રહે સેવક થઈ, હોય દ્રવ્ય જો હાથ. ૫૦

થળ થાનક જળ ધન કરે, જળ થાનક થળ થાય;
ઉજડ વડા અરણ્યમાં, ધનથી શહેર વસાય. ૫૧

વણકર ધનને વાસતે, આપે વસ્ત્ર અપાર;
ધન કારણુ સોનાર પણુ, સરસ ઘડે શણગાર. ૫૨

પામર ઉંચકે પાલખી, બેસે ધનિનાં બાળ;
હુકમ ચલાવે હાકથી, પૈસાથી મહીપાળ. ૫૩
સંપ કરીને શુદ્ર જન, ઉપજાવે તરૂ થોક;
ભલાં ભલાં ફળ ભોગવે, લક્ષ્મીવાળા લોક. ૫૪

આજ પછી અભિમાનના, બોલીશ માં મુખ બોલ;
નહિ તો નિર્લજ તું થશે, તરણા કેરી તોલ." ૫૫

## છપ્પા.

સંપ કહે સુણ રમા, "જનમ તારો હું જાણું,
વળિ જાણે સૌ વિશ્વ, કેમ વિસ્તારી વખાણું ?
પય ખારાની પુત્રી, ભયંકર વિષની ભગની,
વિષ કરતાં વિશેષ, ઉઠે સંભારે અગની;
વિણ પ્રાણ હરે પોતે મરી, કરે એકને કલેશ છે,
તે જીવતી રહીને જગતમાં, દિધા ઉજાડી દેશ છે. ૫૬

કૌરવ પાંડવ કુળ, મૂળથી નાંખ્યાં મરડી,
રાવણનું પણ રાજ, ઝડપથી નાંખ્યું ઝરડી;
બહુ રાજાનાં રાજ, સંપ તજવાથી તૂટયાં,
સરસ હતા સુલતાન, સંપ ફીટે ઘર ફૂટયાં;
પરિપૂરણ લક્ષ્મી પામિને, સંપ વિના નહિ સુખી રહે,
નિજ ઘરમાં ઘણા કુસંપથી, મોટા પણ મરવા ચહે. ૫૭

## દોહરો.

હરના ઘરમાં હરઘડી, થતું હશે તોફાન;
સંપ ન દેખી શંકરે, કર્યું હશે વિષપાન. ૫૮

### છપ્પા.

ગિરજા ગંગા સોક્ય, હશે હરરોજે લડતી,
ઇંદુ અગ્નિની જ્યોત, પરસ્પર નિશ્ચય નડતી;
વાઘ વૃષભને વેર, મોર મણિધરને મારે,
સિંહ હાથિનું શીર, તોડવા તુરત વિચારે;
શિવ સેવક દાનવ દેવ બહુ, મારામારી કરી મરે,
ઘરમાં એવો કજીયો ઘણો, સહન થયો નહિ શંકરે. ૫૯

સપ્ત ધાતુમય સરસ, શૈલ કૈલાસ વસે હર,
ધનપતિ ધાર્યો મિત્ર, કરે આશા સુરકિંનર;
લંકા સરખાં લાખ, દાસને બક્ષીસ દે છે,
ગુરૂઓ પુત્ર ગણેશ, રિદ્ધિ જેથી જન લે છે;
પણ બે બૈયર ચડભડ કરે, પલંગ ત્યાં કુણ પાથરે,
શિવ શયન કરે શ્મશાનમાં, ભીખ માગી ભોજન કરે. ૬૦

### દોહરો.

તન રોગી શિર શત્રુતા, જર આવે ને જાય;
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય. ૬૧

### છપ્પો.

જુઓ ઇંદુને અંગ, રોગ ક્ષય લાગી રહે છે,
રાહુ શમો શિર શત્રુ, વાર ઘણી ઘેરી લે છે;
કાળું લાગ્યું કલંક, વિરહિણી ગાળો આલે,
ચોથ તિથિમાં લોક, આંખ આડિ કરી ચાલે;
વળી તેજ પ્રતાપ વધે ઘટે, કલેશ કદી નવ મન ધરે,
જોઇ સંપ કુટુંબ નક્ષત્રપતિ, સદા શીતળ થઇને ફરે. ૬૨

## દોહરો.

સંપ વિના સુખ હોય જન, સૌ પૂરે જો સાખ;
તો પરિપૂરણ પેટ ભરી, રમા ગરવ તું રાખ. ૬૩
જગમાં બહુ જન ધન વિના, સંપ થકી સુખવંત;
સાખ પૂરે સંસારમાં, એની લોક અનંત. ૬૪
તો તારું અભિમાન તજી, રહેજે શરમ સમેત;
વગર વિચાર્યું બોલતાં, ફોગટ થઇશ ફજેત. ૬૫
સાખ ન પૂરે સર્વ તો, બહુ બકવે શું થાય;
આપ બડાઇ આપમુખ, ગંડક લોકો ગાય." ૬૬

## ચોપાઇ.

"કર બકવા તું સંપ કુપાત્ર, મુજ આગળ તું છે કુણ માત્ર ?
વસું વિષ્ણુને અરધે અંગ, નહિ લવવા લાયક તુજ સંગ. ૬૭
અતિ જનમાં પામ્યો અપમાન, સમજ્યો નહીં ના આવી સાન;
કાઢ્યો રાવણે પકડી કેશ, દુર્યોધને તજાવ્યો દેશ. ૬૮
જાદવના કુળમાં પણ જઇ, નાઠો અંતે નિર્લજ થઇ;
રહી ન શક્યો જ્યાં મારું રાજ, નિર્લજ તને ન આવે લાજ. ૬૯
જે જગમાં જન તારા હોય, તે મુજ સેવક તુલ્ય ન કોય;
તેનો કર તું ચિત્ત વિચાર, એ પછી અદકો કર ઉચ્ચાર. ૭૦
જો ધનવંત સભામાં જાય, સકળ સભાસદ ઊભા થાય;
આપે વળી ઉત્તમ આસન, નહિ સન્માન લહે નિર્ધન. ૭૧
ધનિનાં બાળક નાનાં વરે, નિર્ધનનાં કુંવારાં ફરે;
સૌકો સગા સધનના હોય, નિર્ધનિયાનું ન થશે કોય. ૭૨

વસે શ્રીમંત હવેલી કરી, નિર્ધનની દીસે છાપરી;
સરે સિપારસ રાજદ્વાર, ગાંઠે જેને ગરથ અપાર. ૭૩
નિવડે ધનવંતાનો ન્યાય, જન નિર્ધનિયો માર્યો જાય;
લક્ષ્મી વિના શ્રીવિષ્ણુ જેહ, સમર્થ રહી શકે નહિ તેહ." ૭૪

દોહરો.

સંપ કહે "તે સર્વે તુજ, ફંદની વાતો ફોક;
સંપ વિના શ્રીવિષ્ણુ પણ, સદાય પામે શોક. ૭૫

છપ્પા.

સંપ વિના ગોલોક, શોક રાધા વિરજાનો,
સંપ વિના સંતાપ, રૂક્ષ્મણી સત્યભામાનો;
સંપ વિના શ્રીરામ, વસ્યા સીતા લઇ વનમાં,
સંપ વિના મૃગ મારિ, ખોઇ સીતા ખળ જનમાં;
મહા સમર્થ તે પણ સંપ વિણ, લહે દુઃખ લક્ષ્મીપતિ,
એવાંને આંસુ આવિયાં, કહો મનુષની કુણ ગતિ? ૭૬

કોશલદેશ નરેશ, જગત દશરથને જાણે,
સહિત રામ સુત ચાર, વડા કવિ વિવિધ વખાણે;
લક્ષ્મી મળી અલઘ, ભલા જન કીર્તિ ભાખે,
કેકૈ ને કૌશલ્યા, રાણિયો સંપ ન રાખે;
નૃપ મોતવિના મૃત્યુક થયું, સંપ વિના સુત વન ગયા,
વળી જગમાં જુઓ વિચારીને, સંપ તજી સુખી કો થયા?" ૭૭

દોહરો.

"સંપ સુણો" કમળા કહે, તુજ અભિમાન અભંગ;
સ્વતંત્ર સુખ જન જે ચહે, તજે તરત તુજ સંગ. ૭૮

## છપ્પા.

કિષ્કિંધાપુરી ભૂપ, વાળી સુગ્રીવ બે વાનર,
સેવ્યો જ્યાં લગી સંપ, સુખ પામ્યા ન સ્વતંતર;
કાપી સંપનું નાક, તજ્યો સુગ્રીવને જ્યારે,
રાખ્યું સ્વતંત્ર રાજ્ય, વાળી સુખે વસિયો ત્યારે;
સુગ્રીવ વાળીને મારી વળી, નિષ્કંટક સુખ અનુસરે,
નર ચહે પદવિ પૃથ્વીનાથની, સંપ રાખિને શું કરે? ૭૯
જો લંકાપુરીનાથ, રાય રાવણ જગ જાણે,
કુંભકરણ ભડ ભ્રાત, વિભીષણ બીજો વખાણે;
સેવ્યો એકે સંપ, મુઓ તે રાવણ સાથે,
તજ્યો વિભીષણ સંપ, છત્ર માંડ્યું નિજ માથે;
જે તજે સંપ તે નૃપ બને, ન તજે નોકર થઈ ફરે,
નર ચહે પદવિ પૃથ્વીનાથની, સંપ રાખીને શું કરે? ૮૦

## દોહરા.

સ્વાદ હશે જો સંપમાં, હરડે જેવો હોય;
કરશે ગુણ કોઇ અવસરે, કહે તરત નહિ કોય. ૮૧
ધનનો સ્વાદ સરસ ઘણો, સાકરને અનુસાર;
મીઠી લાગે મુખમાં, ખાતાં લેઈ લગાર." ૮૨
સંપ કહે "સાકર વિષે, કુસંપ ગંધક તેલ;
મળતાં કાળો કોયલો, નિરખ્યો નકી બનેલ. ૮૩

## छप्पा.

સંવત તેર ત્રેપન, સાલ વિક્રમની જ્યારે,
દિલ્લી અલાઉદીન, તખ્ત પર બેઠો ત્યારે;
મંત્રી મલેક જબ, રાજ્ય લેવા રૂચી જોડી,
વિખ દઈ માર્યો શાહ, શાહજાદા ચખ ફોડી;
પણ એક માસ દિન પંચ, સુખ ભોગવી ભુંડી રીતે મુઓ,
તજી સંપ નહીં સુખ સાંપડે, જરૂર વિચારીને જુઓ. ૮૪

દિલ્લી આદિક દેશ, થયા જગમાં નૃપ જે જે,
સેવ્યો નહિ જો સંપ, મુઆ વણમોતે તે તે;
કોઇને કુંવરે હણ્યો, હણ્યો કોઇને નિજ ભ્રાતે,
કોઇને પ્રધાને હણ્યો, હણ્યો કોઇને પિતુમાતે;
શુભ રીતે સંપ ન સેવતાં, રાજા રંક પીડાય છે,
ધનથી સુખ કો નથી ધારતું, સંપ થકી સુખ થાય છે. ૮૫

## દોહરા.

નારદ ને પર્વત ઋષિ, મતિવંતા બે મિત્ર;
કન્યાકાજ કુસંપથી, આપ થયા અપવિત્ર. ૮૬
થતો સ્વયંવર સાંભળી, ઉર ધરીને અભિલાષ;
એક બીજાથી અણછતા, પહોંચ્યા વિષ્ણુ પાસ. ૮૭
જઈ નારદ જગદીશને, ' ભણે સુણો જગભૂપ;
સમે સ્વયંવરને વધે, રૂડું મારૂં રૂપ. ૮૮
પર્વતઋષિનું ત્યાં પ્રગટ, મુખ મર્કટનું થાય;
વનિતા તેને નવ વરે, પર્વત પાછો જાય. ૮૯

'તથાસ્તુ !' બોલ્યા ત્યાં હરિ, નારદ ગયા નરલોક;
પર્વતઋષિ આવ્યા પછી, કૂજેત થાવા ફોક. ૯૦
કર જોડી હરિને કહે, દો મુજને વરદાન;
'કાયાની કાંતિ વધે, સૂરજ કોટિ સમાન. ૯૧
નારદનું તો ત્યાં થકી, મર્કટ સમ મુખ થાય;'
'તથાસ્તુ !' બોલ્યા તે સુણી, રાજી થયા મુનિરાય. ૯૨
મંડપમાં મુનિ બે ગયા, સંપ તજી ચહી સુખ;
સુંદર રૂપ શરીરનાં, મર્કટ જેવાં મુખ. ૯૩
ભય પામી બહુ ભાળતાં, કન્યા તો તે કાળ;
પાછી નાઠી પદ્મણી, વદન દેખી વિકરાળ. ૯૪
તે તો ત્રીજાને વરી, ઋષિ બે થયા નિરાશ;
કુસંપ કીધે નવ સરી, એકે જણની આશ. ૯૫
એમજ જન આ દેશના, ગુણ પોતાના ગાય;
અવગુણ અન્યોઅન્ય કહી, બે મર્કટ મુખ થાય. ૯૬

## ચોપાઈ.

નિર્ધન એક હતો નર નિત્ય, વન વિચર્યો સુત નારી સહિત;
ધરી તપ બેઠો રાખી ધ્યાન, દેવે પછી દીધાં વરદાન. ૯૭
ઉમરમાંહિ અકેકિજ વાર, ઇચ્છા ધરી કરજે ઉચ્ચાર;
ઇચ્છા પુરણ કરીશ એજ, અધિક ન આપું કશો અવેજ. ૯૮
પ્રસન્ન થઈ પાછો ઘર જાય, રસ્તામાં દીઠો કોઈ રાય;
તેની રાણિ થવા તતખેવ, દિલમાં સ્ત્રીએ સમર્યા દેવ. ૯૯
રમા બરોબર પ્રગટયું રૂપ, ભાળીને લોભાણો ભૂપ;
પુરૂષે મનમાં ક્રોધજ કર્યો, ઇચ્છા કરી એવું ઉચર્યો. ૧૦૦

'રંડા રીંછડી રૂપે થાય, તતક્ષણ તેમ થયું પળમાંય;
પછી રહી પુત્ર પતિની પાસ, ચાંતરમાં ત્રણ થયાં ઉદાસ. ૧૦૧

પછી કીધી પુત્રે ઇચ્છાય, પ્રથમ હતી તેવી તે થાય;
સંપૂરણ કરી દેવ પ્રસન્ન, સંપવિના નહિ સુખ સંપન્ન. ૧૦૧

વળી કહું વાત અલૌકિક એક, સાંભળી કરજે શેઠ વિવેક;
વાડવ એક ગયો શિવ પાસ, પ્રીતે પુજ્યા શ્રાવણ માસ. ૧૦૩

દેવ કહે 'માગો વરદાન,, બ્રાહ્મણ બોલ્યો ધરીને ધ્યાન;
'જે ટાણે હું ચિંતવું જેહ, તુરત મળે મુજ વસ્તુ તેહ.' ૧૦૪

ત્રિનયન કહે 'જા તેમજ થાય,' ઘણો હરખી દ્વિજ ઘરપ્રતિ જાય;
સ્મરતાં વસ્તુ જડે સાક્ષાત, ભેદજ જાણ્યો તેને ભ્રાત. ૧૦૫

તે પણ ગયો ત્રિલોચન સ્થાન, પૂજી શિવ પામ્યો વરદાન;
'મારો વીર માગે જે પેર, બમણું તેથી મળે મુજ ઘેર.' ૧૦૬

દીધું એજ વચન મહાદેવ, તે પછી ઘેર ગયો તતખેવ;
મોટે માગ્યા સાતજ માળ, આને ચૌદ થયા તે કાળ. ૧૦૭

મોટે માગી પંદર ગાય, આને એથી બમણી થાય;
હય હાથી પાલખી પલંગ, સાંપડિયાં બે જણને સંગ. ૧૦૮

સંપ વિના ઇર્ષ્યા થઇ ઉર, દેખી દાઝયું દીલ જરૂર;
મોટો કહે 'મારું ઘર આજ, અરધોઅરધ બળો મહારાજ !' ૧૦૯

તેનું અર્ધું બળ્યું તતકાળ, આના બળ્યા સમૂળા માળ;
મોટો કહે 'મુજ ઘરમાં જન, સૌનું ફૂટે એક લોચન !' ૧૧૦

તેની આંખ અકેકી જાય, આનાં સઘળાં અંધાં થાય;
હવે વિચારો એનો હાલ, લક્ષ્મીમાં શો મોટો માલ ?" ૧૧૧

### દોહરા.

સાંભળી મનમાં શેઠને, સંપથી થયો સ્નેહ;
લક્ષ્મી જોઈ બાજી ઘણી, ઉચરી અવસર એહ. ૧૧૨
" સાંભળ નિર્ધનશાહ તું, સો વાતે એક વાત;
ભાસે તુજને જે ભલું, તે તું લે સાક્ષાત. ૧૧૩
શા માટે તું શેઠિયા, વસ્યો કહે વનવાસ ?
કીધું તપ શા કારણે, શું માગ્યું શિવ પાસ ? ૧૧૪

### છપ્પે.

પાણીની જો પ્યાસ, દૂધથી કયમ દુઃખ ભાગે ?
હોય અન્નની ભૂખ, મુખ મોતી કયમ માગે ?
સુધરે લુણથી શાક, માંહિ સાકર શું કરવી ?
આગથી પાકે અન્ન, ફુલમાળા કયમ ધરવી ?"
કહે કમળા " નિર્ધનશાહ સુણ, જેનું કામ જે તે કરે;
તેં કીધું તપ ધન કારણે, સંપથી ઇચ્છા શું સરે ? ૧૧૫

### સવૈયો.

મોર ચહે ઘનઘોર ઘટા, શશિ તેજ છટાથિ કશું સુખ પામે ?
દર્શન ચંદ ચકોર ચહે, ઘનઘોર ઘટા થકિ કેમ વિરામે ?
દીપક સંગ પતંગ ચહે, નહિ ગંગ તરંગ થકી દુઃખ વામે;
નીરજ નીરથી દુર થઇ, નહિ ધીર ધરે કદિ ક્ષીરને ઠામે. ૧૧૬

### દોહરો.

વેઠયું દુઃખ તેં ધન વિના, એ ન વિસારીશ આપ;
જો ચૂકીશ આ અવસરે, પછી થશે પરિતાપ." ૧૧૭

સાંભળી નિર્ધનશાહની, કાયે ઉપજ્યો કંપ;
લક્ષ્મી લેવા લાગિયો, સજ થઈ બોલ્યો સંપ. ૧૧૮
" વાત છેલ્લી તું વાણિયા, ઉર ધર ભારી ઉમંગ;
પછી હું રસ્તે પરવરૂં, તું જા તેને સંગ. ૧૧૯
એક નગરી ઉજ્જયણુપુરી, રાજા વિક્રમ રાજ;
નગરશેઠ નિમચંદજી, લાયક જેની લાજ. ૧૨૦
સુખ સંપત્તિ શુમાર નહીં, મહિમા બહુ જગમાંહિ;
હવેલી ઘોડા હાથિયો, કસર ન દીસે કાંઈ. ૧૨૧
એક વખત રજની વિષે, સુખસજ્જા મોઝાર;
પોઢયાં પિયુ ને પ્રેમદા, ઇંદ્ર શચી અનુસાર. ૧૨૨
પલંગ રૂડા રંગનો, કરેલ મીનાકાર;
શોભે ઘર સુવાતણું, ભાગ્ય તણો ભંડાર. ૧૨૩
કાચ જડયા કંચનવિષે, ઝગમગ ઝાકઝમાળ;
તારા સારા તુલ્ય ત્યાં, દીપે દીપકમાળ. ૧૨૪
શેઠ કહે સુણુ સુંદરી, 'પગ મારા પીકાય;
જો તું ચાંપે જોરથી, તો સુખ શાંતિ થાય.' ૧૨૫
કામની ક્રોધ કરી કહે, " નહિ એ કામ કરાય;
શું સુખ તમથી સાંપડયું, પ્રીતે ચાંપું પાય ? ૧૨૬
નથમાં મેં મણિ નિરખિયો, પટરાણીની પાસ;
ઉપજે જેથી અતિઘણો, પાવક વિના પ્રકાશ. ૧૨૭
તે લેવા તમને કહ્યું, હઠ કરી વાર હજાર;
કહિકહિ થાકી કાનપર લિધી ન વાત લગાર. ૧૨૮
માગી ચીજ મળે નહીં, નિષ્ફળ મોટું નામ;
શું કરૂં તારી સાહિબી ? કાંઈ મારે નથી કામ." ૧૨૯

## ચોપાઇ.

શેઠ કહે " સાંભળ ધરિ સુખ, મણિ જે દિન તેં માગ્યો મુખ;
જગમાં શોધું છું જત્નથી, પણ મણિ એવો મળતો નથી. ૧૩૦

પૃથ્વીપતિની પત્ની પાસ, એ મણિની કયમ કરિયે આશ ?
જો જાણું કાંઈ એની જોડ, કરૂં ખરિદ કોઈ લાખ કરોડ. ૧૩૧

ન મળે તેનો નહિ ઉપાય, ઠાલો હઠ લીધે શું થાય ?
હઠ કરિયે નિજ કંથ હજૂર, જેવી જેની શક્તિ જરૂર." ૧૩૨

કામનિ કહે " ન મળે મણિ કેમ ? જૂઠું કહી સમજાવો જેમ;
જાણો હું ભોળી નહિ જાત, વસ્તુ બધી કપટની વાત. ૧૩૩

જે નરનું પરસ્ત્રીમાં ચિત્ત, પરણી સંગ ન બાંધે પ્રીત;
એમાં આવી અનેક વાત, જનમ દુઃખણી મારી જાત. ૧૩૪

પૂર્વ જન્મનું પાપજ નડયું, પાનું તમ સાથે જે પડયું;
આપે જન્મ જનેતા જેહ, કર્મ ન આપે કોઈ પણ તેહ. ૧૩૫

ભવ પૂરો સુખ દુઃખથી કરૂં, કશી ન આશા તમથી કરૂં;
સ્વપ્ને હું નહિ પામી સુખ, દૈવે મુજને દીધું દુઃખ. ૧૩૬

## દોહરા.

મળિને મામા મામીઓ, મળિ મારાં માબાપ;
ભાઈ અને ભોજાઇઓ, પરણાવ્યું આ પાપ. ૧૩૭

મામા મામી ભૂમિમાં, પામ્યાં પાપે પાપ;
ભાભી પાપે પામી ભે, ભે પામ્યાં માબાપ. ૧૩૮

જે ખાશે તે જાણશે, શેર અટકળે અન્ન;
કદી કન્યાનાં નહિ કરે, લખેશરીથી લગ્ન." ૧૩૯

શેઠ કહે " શેઠાણી તું, શા માટે ધરે શોક?
મુખે જેટલા માગ તું, રૂપૈયા દઉં રોક. ૧૪૦

એક પત્નીવ્રત માહરૂં, પડે ન પડતાં પ્રાણ;
મેણું પરસ્ત્રીનું મને, બહુ સાલે જેમ બાણ. ૧૪૧

એવાં કયમ તું ઉચરે, વા'લી વાંકાં વેણ ?
રાતાં આવાં રીસથી, ન ઘટે કરવાં નેણ. ૧૪૨

સુખમાં વશિયે સંપથી, ભામનિ ને ભરથાર,
મધુરે વચને માગિયે, સંપત્તિને અનુસાર. ૧૪૩

નારી તું પ્યારી ઘણી, અરધું જેવું અંગ;
મિલકત સઘળી માહરી, આપું તને અભંગ. ૧૪૪

તોપણ નિત્યે તું કરે, કારણ વિના કલેશ;
ચંદ્ર ન આવે ચપટિમાં, હઠ લે બાળ હમેશ. ૧૪૫

આપણથકી અભાગિયાં, દેખી તેનાં દુઃખ;
સંઘરિયે સંતોષ તો, સદાય ઉપજે સુખ. ૧૪૬

પામ્યો નહિ જે પગરખાં, દુઃખ પોકારે મુખ;
પણ બીજાને પગ વિના, દેખી વિસારે દુઃખ. ૧૪૭

તૃષ્ણા ઝાઝી તેહ જન, હઇડે બળે હમેશ;
તૃષ્ણાથી ત્રિભુવન ધણી, લઇ ન શકે સુખ લેશ. ૧૪૮

ગુણિયલ વિક્રમ નૃપ ગયો, પંડે પાંડવ દેશ;
ઇંદ્રપ્રસ્થ અવલોકિને, કરવા લાગ્યો કલેશ. ૧૪૯

પસ્તાવો બહુ પામીને, બોલ્યો મેલી લાજ;
" આ દોલતની આગળે, રાંક તુલ્ય મુજ રાજ. ૧૫૦

દોષ કશો નહિ દેવનો, નહિ મુજ ભલાં નશીબ;
ધરાવી નામ ધરાપતિ, ગતિમાં રહ્યો ગરીબ." ૧૫૧

ગરિબી પોતાની ગણી, અતિ અંતર ધરી આશ;
સેવે વીર વૈતાળને, દીનપણે થઈ દાસ. ૧૫૨

## ચોપાઇ.

તે માટે રામા તજ રોષ, સુખ નહિ લેશ વિના સંતોષ;
સુખ પીયરનું તું સંભાર, શરીરે વસ્ત્ર ન મળતું સાર. ૧૫૩
કરતી મજુરી જેવાં કામ, વળી ઘડિએ ન મળે વિશ્રામ;
એથી તો સુખ અદકું આજ, કિંકર કરે હુકમથી કાજ." ૧૫૪

ભામનિ સુણિ થઇ ક્રોધ ભરેલ, જ્યમ જળ રેડયું તાતે તેલ;
મારાં દુર્બળ મા ને બાપ, એ મેણું મુજને કયમ આપ ? ૧૫૫

કુવે પડું જીવ દઉં તતકાળ, વિખડાં વાટી પિઉં વિકરાળ !
કુટે શીશ કરે પાખંડ, પાપણિ બોલે વચન પ્રચંડ. ૧૫૬
વળતી શેઠ વિચારે વાત, જુવતી મૂર્ખ જનાવર જાત;
સમજાવ્યો સમજે નહિ ન્યાય, માર વિના મારગ નહિ થાય. ૧૫૭

ડર દેખી પશુ કરે વિચાર, પણ ન વિચારે નિર્લજ નાર;
શિક્ષા કરી વળી થાશે શોક, ક્રોધી મુજને કહેશે લોક. ૧૫૮
ધીરજ તે માટે મન ધરૂં, ચાર ઉપાય ચતુર થઇ કરૂં;
સામ દામ ને ભેદ ભણાય, પછીથી ચોથો દંડ ઉપાય. ૧૫૯

## દોહરા.

સમજણ દેવી સામ તે, દેવી લાલચ દામ;
ભેદે ભય ઉપજાવવો, દંડ સજે સંગ્રામ. ૧૬૦

"નારી મારી વાત સુણ, સારી ધારી સ્નેહ;
મળવો ફરી આ મુલકમાં, દુર્લભ મનુષાદેહ. ૧૬૧
આયુષ તો વળી અલ્પ છે, ઘડિઘડી ઘટતું જાય;
પછી તે પળ નહિ પામિયે, જે પળ વીતી જાય. ૧૬૨
માટે મોટું મન કરી, સદાય રહિયે શાંત;
કોઇ વખત કરીએ નહીં, કલેશ બુદ્ધિ કલ્પાંત. ૧૫૩
એ રીતે અતિશય કર્યો, શેઠે સામ ઉપાય;
કાન ધરે નહિ કામની, શી રીતે સમજાય. ૧૬૪
મન માન્યાં આગળ મૂક્યાં, ચરણા ચોરી ચીર;
સામું ન જૂએ સુંદરી, જ્યમ વિતરાગી વીર. ૧૬૫
"તારૂણિ છેક ન તાણ તું, તાણે તુટી જાય;
સ્નેહ તુટે તો સાંધતાં, વચમાં ગાંઠ વળાય. ૧૬૬
તજશું જો તમને અમે, કરશો પછી શું કાજ;
પસ્તાશો બહુ પ્રેમદા, માટે માનો આજ." ૧૬૭
એમ કહી અવળે મુખે, સૂતો રાખી રીસ;
અંક ફર્યા જ્યમ એ ઘડી, ત્રેસઠના છત્રીશ. ૧૬૮
તોપણ રહી નહિ તે વળી, બકવા કરતી બાળ;
સુણતાં દિલમાં શેઠને, ઝાઝી પ્રગટી ઝાળ. ૧૬૯
બહુ કહ્યું જે 'બોલ નહીં, ધરિ શકતો નથી ધીર';
તોપણ મારે તારૂણી, તીક્ષણ વાયક તીર. ૧૭૦
શેઠ ઊઠી સોટી લઇ, માર્યો પૂરણ માર;
બાળા તોપણ બોલતી, લે નહિ થાક લગાર. ૧૭૧

પછી ઘરના પાડોશના, આવ્યા લોક અધિક;
સૌ ઠપકો દે શેઠને, કામ ન કીધું ઠીક. ૧૭૨
દિલ સંભારી દૈવને, નર નાખે નિશ્વાસ;
બેઠો આવી બારણે, અંતર થઈ ઉદાસ. ૧૭૩
મૃત્યુ માગે મુખથકી, પરમેશ્વરની પાસ;
સંપ વિના સંપતપતિ, તજી જીવતરની આશ. ૧૭૪

## ચોપાઇ.

વળી ત્યાં તો કૌતકની વાત, નજરે ત્યાં નિરખી સાક્ષાત;
પરદેશી એક નર ને નાર, સુતાં ઓટલે શેઠ દુવાર. ૧૭૫
પિયુના પ્યારી ચાંપે પાય, હેતે વાત કરી હરખાય;
તરૂણી પ્રીત જણાવે ઘણી, ધન્ય જન્મ મન ધારે ધણી. ૧૭૬
સ્વામિ કહે 'સુંદરી સુણ આપ, બહુ ધનવંતો છે તુજ બાપ;
ત્યાં જઇને સુખથા વસ તુંય, દુઃખસુખથી દિન કાઢીશ હુંય. ૧૭૭
શા માટે દુઃખમાં મુજ સંગ, વશી વણસાડે તનનો રંગ ?
હું પામીશ સુખના દિન નવા, તો તુજને આવીશ તેડવા.' ૧૭૮
નારિ કહે 'સુણિયે હે નાથ, હું નહિ તજું તમારો સાથ;
ભોગવું સુખમાં આવી ભાગ, દુઃખમાં કરૂં તમારો ત્યાગ. ૧૭૯
પૂરી ઠરૂં પ્રભુની ચોર, કયાં તે છુટું કર્મ કઠોર ?
વસું વિજોગે દિન એટલા, જીવવું જગમાં દિન કેટલા ? ૧૮૦
સગપણ સત્ય ઘણામાં ઘણું, તે તો ધણિધણિયાણીતણું;
પિયરતણી પાલખી દુખકાર, સસરાની શુળી સુખકાર.' ૧૮૧

એમ કરે વાતો અતિઘણી, જાણે એજ ઉજ્જણનો ધણી;
સુણી શેઠનું અંતર બળ્યું, સુખ આવું સ્વપ્ને નહિ મળ્યું. ૧૮૨

અતિ ધિક ! ધિક ! મારો અવતાર, સુખથી નહિ માંડ્યો સંસાર;
આ ધનમાં અંગારો પડો, હે પ્રભુ ! સંપ મને સાંપડો. ૧૮૩

જે સુખમાં આ બે જણ વસે, એ સુખ વિક્રમને નહિ હશે;
જીવતર ધન્ય એનું જગમાંહિ, એથી સુખ નથી અધિકું કાંઈ. ૧૮૪

## જીવતર વિષે છપ્પા.

રહે શરીરમાં રોગ, વ્યસન આવી કોઈ વળગ્યું,
થયો ન વિદ્યાભ્યાસ, કરજ છુટે નહિ અળગું;
વસે કુટુંબ કુસંપ, કલેશ કામનિ નહિ છાંડે,
પાપી પુત્ર કુપાત્ર, પુત્રી બાળપણ રાંડે;
અહોનિશ વસવું ઉદ્યમ વિના, તૃષ્ણા અધિક અપાર છે;
આ જગમાં એવા પુરૂષના, જીવતરને ધિક્કાર છે. ૧૮૫

રોગ રહિત તન રહે, અધિક વિદ્યા અભ્યાસી,
પાળે પુત્ર વચન, સદા પર આશ નિરાશી;
મધુર વાચક માનની, કરજ શિરપર નહિ કોડી,
ચિત્ત સદા સંતોષ, પ્રીત સજ્જન સહ જોડી;
વળી દિવસ દિવસ વધતો દિસે, સંપ કુટુંબી વર્ગમાં,
પછી તે થકિ હું નથી પ્રીછતો, સરસ કાંઇ સુખ સ્વર્ગમાં. ૧૮૬

## દોહરો.

સઘળાં સંકટ સાંખિયે, કાઢી કર્મનો વાંક;
ભુંડી જેની ભારજા, એ દુઃખ આડો આંક, ૧૮૭

## રાગ વેરાડી.

ભાઇઓ જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતર ઊંડીરે—ટેક.
લાજ તજીને લડાઇ કરે નિત્ય, ભાળવા લોક ભરાય;
સારા મનુષ્યના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભા૦ ૧
જેમ બિલાડી ઊંદરને જુએ એમ, નાથ સામાં કરી નેણ;
પગથકી પ્રગટે, માથા લગી એવાં, વાંકાં કાઢે વેણ. ભા૦ ૨
ચાર ઘડિ પિયું ચૌટે ટળે ત્યારે, સુખ બંનેને થાય;
ઘડિયે આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભા૦ ૩
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મૂરખીના મોઢાના, રોજ ઠુંસારા ખાય. ભા૦ ૪
પિયુ થકી તો વણિજ પોતાની, સમજણ જાણે સદાય;
દેવ થાકે તો મનુષ્યના મુખની, શીખામણે શું થાય? ભા૦ ૫
પહોર ચડે દિન પોઢીને ઉઠે, ચોંપે લડાઇનો ચાલ;
જો લડનાર બીજું ન જડે તો, પછાડે પોતાનાં બાળ. ભા૦ ૬
સ્નેહ કરી કદી સ્વામીની સાથે, બેશી ન બોલે વાત;
ધૂમાડાની પેઠે ધૂંધવતી રહે, રોષ ભરી દિનરાત. ભા૦ ૭
જેને વિતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડહાપણ કેરો કોઈ દુનિયામાં, 'ગર્વ ન કરશો લગાર.' ભા૦ ૮

### દોહરા.

પછી પરદેશી બોલિયો, 'ભાવ સહિત સુણ ભ્રાત;
દોષ ઘણા નર દુષ્ટના, તે તું જાણછ વાત?' ૧૮૮
શેઠ કહે 'સાંભળ કહું, દુષ્ટ પુરૂષના દોષ;
તે તલ માત્ર ન મુજમાં, રખે ધરે તું રોષ. ૧૮૯

## રાગ વેરાડી.

કહું નર દુષ્ટ કા'ણીરે, સુણો સૌ સ્નેહજ આણીરે—ટેક.
મોડું વે'લું કામ સુધરે કે બગડે, માણુસ માત્રની રીત;
પોતે કર્યું તે તો પાંશરૂં સમજે, નારીને મારે નિત્ય. કહું૦ ૧
સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા સુણી બોલ;
વાંક વિના વનિતાને તજે તો, તે નર ખરને તોલ. કહું૦ ૨
કાગડે ઘેર્યું ઘૂડ ફરે તેમ, ગોરી સદા ગભરાય;
ઘરનાં કરે સહુ દ્વેષ ઘણેરો, તેથી જુદો નવ થાય. કહું૦ ૩
માનનિનું અપમાન કરે નિત્ય, ખાય નઠારી ગાળ;
તુચ્છ ગણી તિરસ્કાર કરે તો, તે નરનું મોં બાળ. કહું૦ ૪
સાસરિયાંની સાથ લડી, કાઢે રાંડ ઉપર તે રીશ;
સારા મનુષ્યની શિક્ષા ન માને, જેને રૂઠયા જગદીશ. કહું૦ ૫
સમજુનો ટંટો તુરત ટળે, કોઈ ઘરકું આવી કહે ઘેર;
"ભીડું" કહે કે આડું જુએ તેનો, પાર આવે શી પેર? કહું૦ ૬
સ્વામી સાંભળતાં વાંક વિના આવી, કામનીને લડે કોય;
સમજાવીને સમાધાન કરે નહીં, હીજડા જેવો હોય. કહું૦ ૭
પોતે તો ખાય પિયે ઘણું સારૂં, ને વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે નિત્ય નઠારૂં તો, કહો કેમ પ્રગટે પ્રીત? કહું૦ ૮
પીયરિયાં પટકૂળ ન પૂરે તો, સ્વામી કરે સંતાપ;
સાચું કહું એ કંથ સ્વરૂપે, પૂર્વ જન્મનું પાપ. કહું૦ ૯

## દોહરા.

વળી પરદેશી નર વદે, 'જીવમાં રાખી જંપ;
બહુ મીઠું જો બોલિયે, શાથી વણસે સંપ ? १९०
વિનયથકી વશ થાય છે, રાજાને વળી રાંક;
કદી ન સૂઝે કોઇને, પણ પોતાનો વાંક.' १९१
એમ કહ્યું એ અવસરે, ત્યાં નર એક નઠોર;
મિયાં નિસર્યો મારગે, ખરોજ ટંટાખોર. १९२
પરદેશી પ્રત્યે પછી, ભણે શેઠ ધરી ભાવ;
વા'લપ અને વિનયથી, લે આને બોલાવ. १९३
પછી તેણે ત્યાં પૂછિયું, સ્નેહે કરી સલામ;
'સાહિબ ખુદનું નામ શું ?' 'કયા તેરે હે કામ ?" १९४

## રૂચિરાછંદ.

સુત તેનો સાથે દેખીને, પૂછ્યું 'પુત્ર તુમેરા હે ?'
બહૂજ રીસ કરી તે બોલ્યો, 'નહિ મેરા તો તેરા હે ?'
'પુત્ર તમારાને પરમેશ્વર, અધિક અધિક આયુષ આલો;'
મિયાં કહે 'જો મરજી તુમારી, અબી ઇધર મારી ડાલો !' १९५
'સાલમપાક શિયાળે કરશો, થાશે પુષ્ટ સરસ ચેરા;'
'સુકા સુકા હમ લડકા હોગા, સાલે કયા લેના તેરા ?'
'માણુસ સાથે માણુસ બોલે, દોસ્તી કરે ન રહે મૂંગા;'
'દોસ્તી તેરી જહાનમમેં ગઈ, અબ બોલે તો મારૂંગા !' १९६

## દોહરા.

પરદેશી સમજ્યો પછી, કામ કઠણ છે એહ;
જેનો જન્મસ્વભાવ જે, ટળવો દુષ્કર તેહ. १९७

પછી તે પોતે શેઠ પણ, પ્રભુને કરી પ્રણામ;
લક્ષ્મી સાથે સંપને, જાચે આઠે જામ. ૧૯૮
સાંભળ નિર્ધનશાહ તું, અંતર ધરી ઉમંગ;
સંપ તજી સંપત્તિનો, સ્વપ્ને ન કરીશ સંગ. ૧૯૯
પૂર્ણ તારૂં તપ પેખિને, તુઠયા ત્રિલોચનરાજ;
તેં માગ્યું ધન તુચ્છ પણ, મને મોકલ્યો આજ." ૨૦૦
સુણીને નિર્ધનશાહ મન, નિશ્ચય થયો નિઃશંક;
સમજ્યો મહિમા સંપનો, ગણી રમાને રંક. ૨૦૧

## ભુજંગીછંદ.

પછી સ્નેહથી સંપનો હાથ ઝાલ્યો,
લઈ સંપ સંગે ઉમંગેથિ ચાલ્યો;
જઈ દૂરથી જોયું પાછું નિહાળી,
ધિમે ચાલતી આવતી લક્ષ્મિ ભાળી. ૨૦૨
પુછ્યું સંપને "એહ કયાં ચાલિ જાશે?"
કહે સંપ 'તે આવશે તુજ પાસે;
જઈ હું વસું જ્યાં ભલું સ્થાન જોઈ,
કરે વાસ લક્ષ્મી જુએ સર્વ કોઈ. ૨૦૩
પછી વેર તે મૂજ સાથે વધારે,
તજાવી મને સ્થાન પોતે પધારે;
કહું તુજને આજથી તેજ માટે,
કદી સંપ મેલીશ માં લક્ષ્મિ સાટે. ૨૦૪
સદા બોલજે સ્નેહથી સારિ વાણી,
વધે સંપ સંસારમાં એમ જાણી;

ક્ષમા રાખવી સાંખવી ભૂલ છોટી,
દયાથી વળી રાખવી દષ્ટિ મોટી. ૨૦૫

કદી ભ્રાત પુત્રો જુદા ભાગ માગે,
ભલે ભાગ લે તો નહીં સંપ ભાગે;
વસે એકઠા છે જુદાં દીલ જાણો,
નહીં સંપનું રૂપ એનું વખાણો. ૨૦૬

દિલે એકતા સર્વદા જો રહે છે,
કવી સંપનું રૂપ તેને કહે છે;
કહું મૂલ કુસંપનું સુણ કાને,
જુદા વાદ તાણી જુદા ધર્મ માને. ૨૦૭

રહે દેશમાં એ થકી સંપ રૂઠયો,
તજો તેહ માટે વૃથા વાદ જૂઠો;
રૂદેમાં રૂચે તે તમે ધર્મ પાળો,
તજી દ્વેષ ટંટા બધા તુર્ત ટાળો. ૨૦૮

થશે એકધર્મી હરી જો કરે તો,
ન થાશે મનુષ્યો મથીને મરે તો;
વડો કોઈ કુટુંબિમાં મુખ્ય થાપો,
વળી નાતમાં મુખ્યતા એમ આપો. ૨૦૯

પછી તે તણી નિત્ય મર્યાદ પાળો,
નહીં દેખશો તો દહાડો દુખાળો;
સમાધાનિ જો રાખશો સર્વ વાતે,
સદા કાળ તો પામશો સુખ સાતે." ૨૧૦

## દોહરા.

એ શીખામણ ઉર ધરી, સુણિને નિર્ધનશાહ;
સંપ સહિત ઘર સંચર્યો, અલખત મળી અથાહ. ૨૧૧

સંપે સ્ત્રીના શરીરમાં, પૂરણ કર્યો પ્રવેશ;
અમૃતદૃષ્ટિ ઊપજી, વ્યાપ્યો સ્નેહ વિશેષ. ૨૧૨

સુખ બહુ પામ્યાં સંપથી, વિસ્તરિ કીર્તિ વિશાળ;
પ્રસન્ન પરમેશ્વર થયા, દુઃખહર દીનદયાળ. ૨૧૩

સંપલક્ષ્મિ સંવાદ આ, જે સુણશે નર નાર;
સંપ પ્રસન્ન થયા થકી, સુખ લેશે સંસાર. ૨૧૪

ઓગણિસેં ને આઠના, ભાદરવે ભરપૂર;
પૂર્ણ કથા કહી પૂનમે, અધિક હરખ ધરિ ઉર. ૨૧૫

વાસી શ્રી વઢવાણનો, પ્રભુને કરી પ્રણામ;
શ્રીમાળી બ્રાહ્મણ સદા, દાખે દલપતરામ. ૨૧૬

## ગરબી.

દેશમાં સંપ કરો, સંપ કરો.— ટેક.

હાંરે જે કોઈ સંપ તજીને સુખ માગે;
તેના સૂતેલા શત્રુ જાગેરે, દેશમાં સંપ૦ ૧

હાંરે તજી સંપ લડાલડી આવે;
તેમાં તુર્ત ત્રીજાને ફાવેરે. દેશમાં સંપ૦ ૨

હાંરે જે કોઈ વીંઘા જમીન સારૂ લડતા;
રાજ્ય ખોઈને હવે રહ્યા રડતારે. દેશમાં સંપ૦ ૪

હાંરે [illegible] ભૂંડું વિચારી નહિ જોશો;
ખરેખાત છે હાથમાં તે ખોશોરે. દેશમાં સંપ૦ ૪
હાંરે તમે ટંટા ધરમના ટાળો;
જે જે પ્યારો લાગે તે ધર્મ પાળોરે. દેશમાં સંપ૦ ૫
હાંરે છળ દગા કપટ દો છોડી;
આખા દેશની થઈ આબરૂ થોડીરે. દેશમાં સંપ૦ ૬
હાંરે કરી સંપ કાંઇ હુનર હલાવો;
ફરી દેશની વખત ફેરવાવારે. દેશમાં સંપ૦ ૭
હાંરે કોઇનું સારૂં દેખીને શીદ દાઝો ?
તેને છુરાડી મારવા ન બાઝોરે. દેશમાં સંપ૦ ૮
હાંરે વાંચો દલપતરામની વાણી,
પક્ષપાત વિના સત્ય પ્રમાણીરે. દેશમાં સંપ૦ ૯



# નીચેના ઉપયોગી પુસ્તકો તૈયાર છે.

## " ચારિત્ર્ય અને કર્તવ્ય."

આ બે ગ્રન્થો પ્રખ્યાત ઇંગ્રેજી ગ્રન્થકાર મિ. સ્માઇલ્સના "કેરેક્ટર" અને "ડયુટી" નામના ગ્રન્થો ઉપરથી લખાવવામાં આવ્યા છે. આબાલ વૃદ્ધ સ્ત્રી પુરુષ દરેકને વાંચવા યોગ્ય તથા દરેક કુટુંબમાં ખાસ રાખવા લાયક હોવાથી મે. મુંબાઇ ઇલાકાના ડીરેક્ટર સાહેબે તથા મે. વડોદરા રાજ્યના વિદ્યાધિકારી સાહેબે ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર કરેલા છે. દરેક ગ્રન્થની કીંમત રૂ. ૧–૮–૦

## " ઔષધિકોષ. "

વૈદક ઓષધિઓનાં ગુજરાતી, મરાઠી, હિંદી, સંસ્કૃત, ઇંગ્રેજી, લેટીન વગેરે જુદી જુદી બાર ભાષાઓનાં નામ, તથા તેમનો ઉપયોગી, ઉત્પત્તિ વગેરે ઉપયોગી હકીકત આ ગ્રન્થમાં આપવામાં આવી છે. કીંમત રૂ. ૧–૮–૦

## " લોકોપયોગી શારીરવિદ્યા."
અને
## " ગર્ભપોષણ અને સુવાવડ."

આ બેઉ પુસ્તકો દરેક સ્ત્રી પુરુષોએ અવશ્ય વાંચીને પાસે રાખવા લાયક હોવાથી બધા લોકો તેનો લાભ લઈ શકે તેટલા માટે પહેલાની કીં. બાર આના અને બીજાની છ આના રાખવામાં આવી છે.

આ સિવાય સ્ત્રીઉપયોગી, સામાજીક સુધારો, કેળવણી, આરોગ્ય વિદ્યા, ઇતિહાસ, કેફનિષેધક, વગેરે વગેરે વિષયોનાં ઘણાં પુસ્તકો તૈયાર છે. વધુ હકીકત માટે નીચેને શીરનામે લખી સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોનું મોટું કેટલોગ મંગાવો.

આસિસ્ટંટ સેક્રેટરી.
ગુ. વ. સોસાઇટી—અમદાવાદ.